## અલ્લાહો  અકબર.

નબી સાહેબે ફરમાવ્યું છે

મારા હુકમોને જેમ બને તેમ પહોંચાવો.

અગરચે એકજ હુકમ હોય

આ હદીસના હુકમ મુજબ.

# મકામાતે મુકદસાની ફઝીલતો.

ચાલીસ હદીસો અથવા ફરમાને નબવી.

ગુજરાતના મુસલમાનોને વાકેફ તથા ખબરદાર કરવા અને અમલ કરવા; ગુજરાતીમાં ભાષાંતર કરી. ખાસ ગુજરાતના મુસલમાન સાહેબોની ખિદમતમાં રજુ કરવામાં આવી છે.

— સુધારા વધારા સાથે —

ત્રીજી આવૃત્તિ સને ૧૩૪૦ હીજરી પ્રત ૧૦૦૦૦

રાંદેરના સખી ઇસલામીઓ તરફથી ઇલ્મી હદીયો.

ભાષાંતર કરનાર.

મોહમંદ હ [illegible] રાંદેરી

રાંદેર જીલ્લે સુરત.



છપાવી પ્રસિદ્ધ કરનાર.

મોહમદ અહમદ સુરતી,

મોહમદ ગુલામ જીવા.

ઓ. સેક્રેટરીઓ

ખિલાફત કમીટી—રાંદેર જીલ્લે સુરત.



સુરત, ભાગાતળાવ રોડપર આવેલા ધી "ઇન્ડીઆ" પ્રિન્ટીંગ

પ્રેસમાં કંચનલાલ ચુનીલાલે છાપ્યા.

શુરૂ ખુદાના નામથી અને તેનેજ માટે તમામ તારીફ છે દુરૂદ અને સલામ મોહંમદ (સલલ્લલા હો અલેહે વસલ્લમ) પર અને તેવણુંની આલ તથા સહાબા પર થાઓ

# પવિત્ર સ્થળો

## વિષે

# નબી સાહેબના ફરમાનો.

## મક્કા મોઅઝ્ઝુમા અને ખાનયે કાબા શરીફની ફઝીલતો.

(૧) જે માણસ બે હરમ (ઇજ્જતવાળી જગ્યા) (૧ મક્કા શરીફ, ૨ મદીના શ.) માંથી કોઇપણ એક હરમમાં મરશે તેને માટે મારી શફાઅત વાજેબ થશે. અને તે કયામતને દિવસે અમન-વાળાઓમાંથી (બેતકલીફવાળાઓમાંથી) ઉઠશે.

(૨) અલ્લાહતઆલાએ મક્કા શરીફથી હાથીને રોકયો, અને તે (મક્કા) ઉપર પોતાના રસુલ (સલ.) અને મુસલમાનોને ફતેહ આપી, અય લોકો! સાંભળો, કે મક્કામાં ખુનરેજી ન પહેલાં હલાલ હતી અને ન મારાબાદ હલાલ થશે. પણ ફક્ત થોડીજ ઘડી માટે (ફતેહ મક્કા વખતે) મારા ઉપર હલાલ થઇ હતી, યાદ રાખો કે

આ વખતે મક્કા શરીફ હરમ છે; કે તેનો કાંટો પણ ન ઉખાડાય, અને ન કોઇ ઝાડ કાપ્યું જાય, અને ન ત્યાં કોઇ પડી ગએલી ચીજ ઉઠાવી લેવી જાએઝ છે, ખરેખર તે માણસે તે ચીજને ઉઠાવવી જાએઝ છે કે જે તમામ લોકોને ખબર આપી શકે અને ખરા માલિકને હવાલે કરી શકે.

(૩) મક્કા શરીફને ખુદા તઆલાએ હરમ (ઇજ્જતવાળી જગ્યા) બનાવ્યું છે, લોકોએ નહિ. ત્યારે જે માણસ ખુદાપાક અને કયામતને માનનાર છે તેને તે પાક જમીનમાં ખુનરેજી કરવી અથવા ઝાડ કાપવું દુરસ્ત નથી, અને જે માણસ મારા ફએલ (કામ)થી કતલ કરવી જાએઝ કરે, તેને કહો કે અલ્લાહ સુબ્હાનહુએ પોતાના પાક નબીનેજ તેની છુટ આપી હતી. પણ તમને (તે કામને માટે) છુટ નથી અને મને પણ ફકત એકજ ઘડીને માટે પરવાનગી હતી, અને આજે ફરીને ફએલ [કામ] માટે પહેલાંની જેમ મનાઇ છે સામેઇન [સાંભળનારાઓ] ઉપર ફરજ છે કે આ હુકમ બાજ્રઓને [ગાએબીનને, સંભળાવે યાતો પહોંચાવે.

(૪) મદીના શરીફ ઇરથી સોર [આ બંન્ને પહાડોના નામ છે] સુધી હરમ છે. જે માણસ મદીના મુનવ્વરામાં કોઇ બિદઅત (દી ઇસ્લામમાં નવી વાત) ફેલાવે યા કોઇ બિદઅતી (દીન ઇસ્લામમાં નવી વાત વધારનાર)ને આશ્રય આપે, તો તેના ઉપર અલ્લાહ તઆલા ફરિસ્તા, અને તમામ લોકોની લાઅનત છે ખુદાવંદે કરીમ કયામતને દિવસે તેની નફિલ તેમજ ફરજ (ઇબાદત)કબુલ કરશે નહિ.

૫) જે માણુસે કાઅબા શરીફની પુર્ણ (પુરેપુરી) ઇજ્જત કીધી તો ખુદાપાક પણ તેને ઇજ્જત અતા ફરમાવશે.

(૬) જ્યાં સુધી મારી ઉમ્મત કાઅબા શરીફની સારી રીતે વાજબી ઇજ્જત કરશે ત્યાં સુધી સારી હાલતમાં રહેશે અને જ્યારે તેની બે ઇજ્જતી કરશે ત્યારે બરબાદીએ પહોંચશે

# ફઝાએલે મદીના મુનવ્વરા.

(૭) મદીના શરીફ ભઠ્ઠીની જેમ છે, કે જે બુરી ચીજને અલગ કરે છે અને સારી ચીજને ગ્રહણ કરે છે (રાખી લે છે.)

(૮) મારી મસ્જીદ [મસ્જીદે નબવી] માં એક નમાઝ પઢવી બીજે ઠેકાણે હજાર નમાઝ પઢવા જેવી—(તેવીજ રીતે) મદીનામાં એક રમઝાનુલ મુબારકનો રોજો રાખવો, બીજે સ્થળે હજાર રોજા રાખવા જેવા—(એવીજ રીતે) મદીનામાં એક જુમ્માની નમાઝ અદા કરવી બીજે ઠેકાણે હજાર જુમ્માની નમાઝ અદા કરવા જેવી—

(૯) જે માણુસ મદીનાવાળાઓને ઇજા પહોંચાવશે, તેને ખુદા પાક ઇજા પહોંચાડશે. અને તેના ઉપર ખુદા તઆલા અને ફરિસ્તા અને તમામ લોકોની લાઅનત છે. અને તેની નફિલ તેમજ ફરજ (ઇબાદત) થશે નહિ.

(૧૦) મારી ઉમ્મતમાંથી જે શખ્સ મદીના શરીફની તકલીફ અને સખ્તી વેઠશે, તેનો હું (જરૂરથી) કયામતને દિવસે ગવાહ (સાક્ષી) અને શફીઅ (સિફારસ, ભલામણ કરનાર) થઇશ.

(૧૧) દુન્યાના તમામ શહેરોમાં દજ્જાલ જશે. પણ મક્કા તથા મદીના શરીફ તેના ફીતનાથી બચશે. મદીના શરીફના તમામ રસ્તાઓ તથા દરવાજાઓને ફરિશ્તા ઘેરી લઈ હિફાઝત (રક્ષણ) કરશે. (દજ્જાલ આ પ્રમાણે જોઇ. ના ઉમેદ થઇ) સબખામાં (જે મદીના પાસે જગ્યા છે) ઉતરશે તે વખતે મદીનામાં ત્રણવાર ધ્રુજતી કંપ (જમીનનું હાલવું) થશે, ત્યારે જે મુનાફેક અને કાફેર હશે, તે દજ્જાલની જઈ મળશે.

(૧૨) એક જમાનો એવો આવશે કે મદીનાના રહેવાસીઓને તેમના સગાંવહાલાં (બીજી દૂરની જગ્યાઓથી) બોલાવશે, કે મદીના છોડી અહીં અરઝાની (સોંઘવારી)માં આવો, અગર જો કે તેમને સમજ હોતે તો જાણી શકતે કે મદીના શરીફ (તેમને માટે) બહેતર છે. કસમ છે તે પાક જાતની કે જેના કબજામાં (તાબામાં) મારી જાન છે, જે માણસ મદીનાથી નારાજ થઈ તેને છોડી દેશે ખુદાતઆલા તેની જગ્યાએ બીજા નેક માણસને પેદા કરી આપશે લોકો સાંભળો, મદીના ભઠ્ઠીની જેમ છે. કે જે મેલને કાઢી નાંખે છે. જેવી રીતે ભઠ્ઠી લોખંડના મેલ અને ઝંગ (કાટ) ને અલગ કરે છે તેવી રીતે મદીના શરીફ જ્યાં સુધી બુરા લોકોને નહી કાઢશે, ત્યાં સુધી કયામત કાયમ થશે નહિ.

(૧૩) દજ્જાલ મદીના તરફ જશે પણ તેના દરેક દરવાજાપર ફિરિશ્તાને જોશે કે જેના હાથમાં(સંરક્ષણ કરવા માટે) તલવાર હશે.

(૧૪) મદીના શરીફમાં દજ્જાલ અને તાઊન (પ્લેગ) દાખલ થઇ શકશે નહિ.

# ત્રણ મસજીદોની ફઝીલત.

(૧૫) જીકરે ફ'ઘાહી (યાદે ખુદા)માં વધારે સવાબ મેળવવા ત્રણ મસ્જીદો સિવાય બીજી કોઇપણ મસ્જીદ તરફ સફર ન કરવી જોઇએ. (કારણકે આ ત્રણ મસ્જીદો સિવાય બીજી બધી મસ્જીદોમાં સવાબ એક સરખો મળે છે) મસ્જીદે ખાનએ કાઅબા, મસ્જીદે નબવી, મસ્જીદે બૈતુલ મુકદ્દસ.

(૧૬) (વધારે સવાબ મેળવવા વાસ્તે) ફકત ત્રણ મસ્જીદો તરફ સફર કરવામાં આવે છે. (૧)મસ્જીદે કાબબા, (૨) મસ્જીદે નબવી, (૩) મસ્જીદે બૈતુલ મુકદ્દસ.

મસ્જીદે નબવીમાં એક નમાઝ પઢવી હકતઆલાને, કાઅબા, સિવાય બીજી જગાએ હજાર નમાઝ પઢવા કરતાં વધારે પસંદ છે.

(૧૭) ઇબ્ને માજાએ અનસ [રદી]થી રીવાયત કીધી છે કે રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું કે મરદની નમાજ તેના ઘરમાં એક નમાજનો સવાબ રાખે છે અને તેની નમાજ તેના કબીલાની મસ-જીદમાં પચ્ચીસ નમાજના સવાબ રાખે છે અને તેની નમાજ જુમ્મા મસજીદમાં પાનસો નમાજનો સવાબ રાખે છે અને તેની નમાજ મસજીદે અકસામાં હજાર નમાજનો સવાબ રાખે છે અને તેની નમાજ મારી મસજીદમાં એટલે મદીનાની મસજીદમાં પચાસ હજાર નમાજનો સવાબ રાખે છે અને તેની નમાજ મસજીદે હરામમાં (મક્કાની મસજીદમાં) લાખ નમાજનો સવાબ રાખે છે.

# ફઝાએલે મુલ્કે શામ (સીરીઆ)

(૧૮) ખુદાતઆલાના મુલ્કોમાંથી, મુલ્કે શામ, મંજુર ફરમાવેલો અને અફઝલ મુલ્ક છે કે જેના તરફ ખુદાના ખાસ બંદાઓનું આકર્ષણ (દીલચસ્પી) થાય છે જે માણસ મુલ્કે શામ (સીરીયા)ને છોડી બીજા શહેર રહેવા ગયો. તેના ઉપર ખુદાપાકના ગુસ્સાની અસર સમજવી; અને જે માણસ મુલ્કે શામમાં દાખલ થયો, તેના ઉપર ખુદાની રહમત જાણો.

(૧૯) મુલ્કે શામ [ સીરીઆ ] હશર અને નશરનું સ્થળ છે. મતલબ કે એજ (પાક) જમીનમાં કયામત કાયમ થશે.

(૨૦) શામ એવી સારી જગા છે કે જેના ઉપર ખુદાપાકના ફિરિસ્તા પોતાની પરો [પાખો] બિછાવે છે.

(૨૧) જંગે અઝીમ ( મોટી લડાઈ )માં મકામે ગોતા, કે જે શામના બધાં શહેરોથી પવિત્ર શહેર દમાસ્કસની પાસે આવેલું છે, ત્યાંની જમીનમાં મુસલમાનોના તંબુઓ ઠોકાશે.

(૨૨) થોડી મુદ્દતમાં તમે મુલ્કે શામપર ફતેહ મેળવશો (તે વખતે) દમાસ્કસને તમારૂં નિવાસ સ્થળ [ રહેઠાણ] બનાવજો કેમકે તે શામના તમામ શહેરોથી અફઝલ છે. અને ફીતનાનાં વખતમાં મુસલમાનોને વાસ્તે મહીસલામતીનું સ્થળ છે તેની પાસે મકામે ગોતા આવેલું છે, જે સ્થળે મુસલમાનોનાં તંબુઓ ઠોકવામાં આવશે, જેવી રીતે દજ્જાલના જાહેર થવાના વખતે મુસલમાનોની

જાયે પનાહ (આશ્રય સ્થળ) બૈતુલ મુકદ્દસ છે. તેવીજ રીતે યાજુજ માજુજના જાહેર થવાને વખતે તુર પહાડ જાયે પનાહ થશે.

(૨૩) થોડી મુદ્દતમાં ફીતના સળગી ઉઠશે [પુછયું સહાબાએ એવી હાલતમાં હમારા માટે આપનો શું હુકમ છે? ફરમાવ્યું, કે મુલ્કે શામમાં (સીરીઆ) રહેજો.

# ફઝાએલે બૈતુલ મુકદ્દસ.

(૨૪) મ્હારી ઉમ્મતમાંથી એક જમાઅત હમેશાં [મજબુતી સાથે] હકપર કાયમ રહેશે. અને તે જમાઅત દુશ્મનોથી એવી રીતે ઘેરાએલી રહેશે, જેવી રીતે ખોરાકનો બુકડો ખાનારાઓથી ઘેરાએલો હોય છે કયામત સુધી તે જમાઅતનો આ મુજબ હાલ રહેશે. (સહાબાએ પૂછયું) તે શરીફ જમાઅત કયાં થશે? ફરમાવ્યું બૈતુલ મુકદ્દસની ચોતરફ.

(૨૫) દુનીઆમાં દસ હિસ્સા ભલાઇ છે. તે ભલાઇમાંના નવ હિસ્સા મુલ્કે શામમાં છે. અને એક હિસ્સો બાકીના તમામ શહેરોમાં વહેંચાએલો છે, એવીજ રીતે બુરાઇના પણ દશ હિસ્સા છે. તેમાંથી એક હિસ્સો મુલ્કે શામમાં છે બાકીના નવ હિસ્સા બીજાં તમામ શહેરોમાં છે અને જ્યારે શામવાળાઓ બગડી જશે, તો પછી તમારામાં ભલાઇનું ચિન્હ [નિશાની] પણ રહેશે નહિ.

(૨૬) જ્યારે શામના લોકો હલાક થઇ જશે, ત્યારે મ્હારા ઉમ્મતીયોમાં ભલાઇ શોધી પણ જડશે નહિ, અને મ્હારી ઉમ્મત-

માંથી એક ન્હાની જમાઅત દજ્જાલની સાથે જંગ થતાં સુધી મજબુતી સાથે હકપર કાયમ રહેશે.

(૨૭) બૈતુલ મુકદ્દસ હશર અને નશરનું સ્થળ છે ત્યાં હાજર થઇ નમાઝ પઢો, કેમકે ત્યાં એક નમાઝ પઢવી બીજે સ્થળે હજાર નમાઝ પઢવા બરાબર

(૨૮) લોકોપર એક એવો જમાનો આવશે કે બૈતુલ મુકદ્દસની એક ચાબુક અથવા કમાન બરાબરની જમીન, તમામ દુન્યા અને દુનીઆની અંદર સમાવેશ થએલી તમામ ચીજોથી(તેને) વધારે પ્રિય થઇ પડશે.

# ફઝાએલે કઝવિન, ઈસ્કન્દરીઆ.

## (એલેકઝાન્ડ્રીઆ) અને ફલસ્તિન (પાલેસ્ટાઈન.)

(૨૯) મારી ઉમ્મત બે શહેર ફતેહ કરશે, એક કઝવિન, જે દેલમની જમીનમાં (એરાકે અજમમાં) આવેલુ છે. બીજું ઈસ્કન્દરીઆ (એલેકઝાન્ડ્રીયા) જે રૂમની સલ્તનતના તાબા હેઠળ (મુલ્કે મીસરમાં) આવેલું છે, જે માણસ જેહાદ (દીન ઇસ્લામને માટે લડાઇ) અથવા શહાદત (દીન ઇસ્લામને માટે પ્રાણ અર્પણ)ની ઉમેદથી આ બે શહેરોમાંથી એકમાં ઘોડા રાખશે (મતલબ કે જેહાદને માટે તૈયાર રહેશે) તે પોતાના ગુનાહોથી પોતાની માના પેટથી હમણાંજ પેદા થએલાની જેમ પાક (સાફ) બની જશે.

(૩૦) અલ્લાહ તઆલાએ અરીહા, ફોરાત (યુફ્રેટિસનદી) અને ફલસ્તીન (પાલેસ્ટેન)ની જમીનોને પાક બનાવી છે, અને તેઓની અંદર બરકત અતા ફરમાવી છે.

(૩૧) શહેર કઝવિનને માટે જેહાદ (ધાર્મિક લડાઇ) કરો, કેમકે તે જન્નતના બહેતર દરવાજાઓમાંથી છે.

(૩૨) આખિર જમાનામાં મુસલમાનોનું એક લશ્કર કઝવીનમાં પડાવ નાખશે, જેમને માટે રાહે ખુદામાં જેહાદ લખવામાં આવશે (એટલે પોતાનાં દીનને માટે ખૂબ મોટી લડાઈ કરશે)

(૩૩) હું તે કોમોને જાણું છું જે આખિર જમાનામાં થશે. અને તેમના રગેરગ તથા બાલેબાલમાં ઈમાન વાસ કરી રહેલું હશે. તે લોકો શહેર કઝવીનમાં જેહાદ કરશે, અને જન્નત તે લોકોને વાસ્તે એવી આતુર રહેશે, જેવી સાંઢણી (ઉંટણી) પોતાના બચ્ચાની ઇંતેજારી કરે છે.

(૩૪) જે માણસ ચાહે કે તેના ઉપર દોઝખનો અઝાબ (તકલીફ) હરામ થઇ જાય તો તેને જોઇએ કે કઝવીનમાં જઇને મરે, ઈમામ રાફેઇ ફરમાવે છે કે મજકુર હદીસનો અર્થ એ છે કે જે માણસ કઝવીનમાં મુજાહીદ (ધાર્મિક લડવૈયો) બનીને રહે અને તેજ હાલતમાં મરણ પામે, તેને માટે આ ફઝીલત છે.

# ફઝાએલે જઝીરયે અરબ (અરબસ્તાન)

૩૫) અગર હું હયાત રહ્યો, તો ઈન્શા અલ્લાહ તઆલા યહુદ અને નસારાઓને જઝીરયે અરબ(અરબસ્તાન)થી હાંકી કાઢીશ.

(૩૬) અગર હું હયાત રહીશ, તો જઝીરયે અરબમાં બે ધર્મ બાકી રહેવા દઈશ નહિ. (એટલે ફકત મુસલમાનોજ ત્યાં રહી શકશે)

(૩૭) જઝીરયે અરબમાં બે અલગ અલગ કિબ્લા [માનનારા] એકઠા થઈ શકતા નથી

# એરાક અને શામનાં ( સીરીઆનાં )

# કેટલાંક શહેરોની ફઝીલતો.

(૩૮) બસરા શહેર એક જમાનામાં એવા દરજ્જાપર પહોંચશે કે બીજી તમામ જગ્યાના લોકોથી કિબ્લાની રૂયે બહેતર થશે મતલબ કે ત્યાં નમાઝી ઘણા થશે અને મોઅઝ્ઝીનો (બાંગ દેનારાઓ પણ બેશુમાર થશે. ખુદાપાક તેમનાથી દરેક ઈજા પહોંચાવનાર ચીજને દૂર કરશે.

(૩૯) મ્હારી ઉમ્મતના એક ટુકની જમાઅત (શહેર) દમાસ્કસ અને બૈતુલ મુકદ્દસના દરવાજાઓની ચોતરફ હમેશા જંગ

કરતી રહેશે તેમને કોઇપણ નુકશાન પહોંચાવી શકશે નહિ અને તે દઢતા સાથે કયામત સુધી કાયમ રહેશે.

(૪૦) મ્હારી ઉમ્મતની એક ન્હાની જમાઅત બૈતુલમુકદ્દસ, અંતાકીયા (સીરીઆ યાને શામમાં આવેલું શહેર,) દમાસ્કસ, તાલકાન [બલખની નજદીક આવેલું શહેર]ના દરવાજાઓ અને તેની આજુબાજુ હંમેશાં લડતી રહેશે. તે કોઇના રોકાણ તથા મદદની પરવા કરશે નહિ; ત્યાં સુધી કે ખુદા તઆલા પોતાનો ખજાનો શહેર તાલકાનમાં જાહેર કરશે. તે વખતે એ જમાઅત વડે અલ્લાહ તઆલા પોતાના દીનને એવી રીતે ચળકાવશે. જેવી રીતે તે પહેલાં ઝાંખો થઇ ગયો હતો.

આ હદીસો આ રીસાલામાં એકઠી કરવાનો ઇરાદો હતો તે ખોદાપાકે પુરો પાડયો છે. ખુદાપાક એ રીસાલાથી ગુજરાતના મુસલમાનોને ફાયદો પહોંચવે અને એને મારે માટે નજાતનો સબબ કરે. આમીન



# ફ્ઝાએલે હિંદ.

(૧) હઝરત અબી હોરૈરા (રદી.) થી રિવાયત છે કે અમોને અલ્લાહના રસુલે (સલ) હિંદની લડાઈનો વાયદો (વચન) દીધો હતો. (એટલે કે આંપે હિંદની લડાઈ માટે પ્રશંસા ફરમાવ્યો હતો.)

અબુ હોરૈરા ફરામાવે છે કે જો હું હિન્દની લડાઇ (લઢવા જવા) માટે નસીબવાન બનું તો મારી જાન, માલ, તથા સર્વસ્વ ચીજોનો ભોગ (ખુદાની રાહમાં) આપું અને જો હું એ લડાઇમાં માર્યો જઇશ તો સઘળા શહીદો (ધર્મ માટે પ્રાણ આપનારાઓ થી શ્રેષ્ઠ બનીશ, અને તે લડાઇથી (ફતેહ મેળવી) પાછો ફરીશ તો હુ જહન્નમથી મુક્ત [છુટો] થએલો ગણાઇશ. (નસાઇ)

[અબું હોરૈરા જે સવાબ આ મજકુર રિવાયતમાં હિંદની લડાઇ વિષે ફરમાવે છે તે સવાબ તેવણે નબી (સલ)થી સાંભળેલું હોવું જોઇએ કેમકે કોઈપણ કામના સવાબ કે અજાબમાં ઈન્સાનની અક્કલને દખલ (ચલણ) નથી. દરેક કામમાં સવાબ તથા અજાબનો આધાર હઝરત [સલ.] પર હોય છે માટે હિંદની લડાઈ વિષેનો સવાબ તેવણે રસુલલ્લાહ (સલ)થી સાંભળેલો હોવો જોઇએ. જેવી રીત આ સાથેના બીજા હદીસમાં હિન્દની લડાઈ વિષેનો સવાબ હઝરતે (સલ) ફરમાવ્યો છે.]

(૨) રસુલલ્લાહ (સલ.)ના ગુલામ હઝરત સોબાન (રદી) થી રિવાયત છે કે આંહઝરત રસુલ (સલ) ફરમાવ્યું કે અલ્લાહપાક મારી ઉમ્મતમાંથી બે જમાઅતોને માટે [દોજખની] આગથી છુટકારો કરી દીધો છે, [મતલબ કે તે બન્ને જમાઅત (ટોળા)ના લોકો માટે હુકમ થઇ ગયો છે કે તેઓ દોજખમાં જશે નહિ.

(૧) તે જમાઆત [ટોળું] કે જે હિંદમાં લડાઇ કરશે

(૨) તે જમાઅત કે જે હઝરત મરીયમ [અલે.]ના દીકરો હઝરત ઇસા [અલે.]ની સાથે હશે [નસારા] (મતલબ કે જ્યારે દજ્જાલ આખિર જમાનામાં નીકળશે અને પોતાની પુરી અસર દેખાવશે ત્યારે અલ્લાહપાક હઝરત ઇસા (અલે) ને દીને મોહમદ (સલ.)ની મદદ માટે આસમાનપરથી ઉતારશે અને તેવણુ દીને મોહમદ (સલ.) ને તાબે રહી યાને દીને મોહમદી મુજબ દુન્યામાં ઇસ્લામ દેખાવશે તે વખતે જે જમાઅત તેવણુની સાથે મદદમાં રહેશે તેઓને માટે ઉપર જણાવેલી બશારત (ખુશખબરી) છે.







# —ઈશાઅતે ઓલુમ.—

આ ન છ દીનાખુત્બા જે અમારા વાલેદ બુઝુર્ગ વ મૈલાના મોલવી હાફિઝ, કારી, મોહમદ ઈસ્માઈલ સાહે બનાવ્યા હતા અને બન્ને ઈદોને દિવસે પઢ્યા કરતા હત તે ખુત્બાઓ સામેઈન (સાંભળનારાંઓ) અને ખાસ કરી ઓલેમાઓને ઘણા પસંદ હતા. ઓલમાઓ તેના નક માટે હમેશા ખાહેશ રાખતા હતા તે ખુત્બાઓ તેઓના માંગણીથી આ ચાલુ સાલમાં અમારા મદ્રસા મોહમદીયા, અરબીઆ, ઇસ્લામીયાની શાખા 'સિલસીલયે ઇશાઅતે ઓલુમ' તરફથી છપાવ્યાં છે. જે સાહેબોને તેની ખાસ જરૂર હોય તો અર્ધા આનાની ટીકીટ પોષ્ટ ખર્ચ માટે મોકલાવી નીચેના સરનામેથી મફત મગાવી લેશો.

તા. ક:-અને આજ ઠેકાણાથી લાહોરની છાપનાં કુરઆન શરીફ કીં. ૨-૪-૦ તથા નાઝીરુલ ઈસ્લામના રિસાલા નંબર ૧ થી ૪ સુધી કીં રૂ. ૧ થી મળી શકશે તેમજ મુંબઈની છાપના તથા દિલ્હીના છાપનાં કુરઆન શરીફ તથા હફતીયો કીંમતથી મળી શકશે. પોષ્ટ ખર્ચ જુદું.

મેનેજર:—
મદ્રસા, મોહમદીઆ, અરબીઆ, ઈસ્લામીઆ.
રાંદેર, જીલ્લે સુરત.